શ્રી નવીન

# વીણા-વેલી.

## નાટક-ગાયનો.

"શ્રી દેશી નાટક સમાજ" માટે.

રચી પ્રસિદ્ધ કરનાર.

ઝવેરી. ડાહ્યાભાઇ ધોળશાજી.



મુંબઇ.



પારસી પ્રીંટીંગ પ્રેસ.

શ્રી નવીન

# વીણા વેલી નાટકનાં ગાયનો.

શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રિત

શ્રી દેશી નાટક સમાજને માટે.

રચી પ્રસિદ્ધ કરનાર

ઝવેરી. ડાહ્યાભાઈ ધોળશાજી.

માજી સંસ્કૃત શિક્ષક મિશન હાઇસ્કુલ-અમદાવાદ.

આવૃત્તિ ૧ લી.



મુંબઈ

"પારસી પ્રીંટીંગ" પ્રેસમાં છાપ્યાં.

સંવત્ ૧૯૫૫-સને ૧૮૯૯.

કીંમત રૂ. ૦-૨-૦ (બે આના.)

શ્રી પરમાત્મને નમઃ

# શ્રી 'વીણા વેલી' નાટકનો ટુંક સાર.

---

## અંક ૧ લો.

મંગલાચરણ.

પ્ર. ૧ લો—શ્રી ચંપાગઢમાં કુંભારને ત્યાં ભજન થઈ રહ્યું છે. કઠીઆરો ભારો લઈ આવે છે. વિસામો ખાઈ ભારો નાખવા જાય છે. કુંભાર ચાક ઓશીકે મુકી તથા ગધેડું પગે બાંધી સુએ છે. રાજા રાયસિંહ નગર ચર્ચા જોતો ત્યાં આવી ચઢે છે. કુંભારનેજ જગતમાં 'સુખે સુનાર' સમજે છે.

પ્ર. ૨ જો—શેઠ ઓઘડશા અને મોઢે ચઢાવેલો ટીકલો મ્હેતો. પાછળથી કઠીઆરો. શેઠની ભ્રષ્ટ દાનત.

પ્ર. ૩ જો—રાયસિંહનો બગીચો. 'સુખે સુનાર' કુંભારની યાદગીરીમાં દુહો લખે છે. રાયસિંહની દીકરીઓ વીણા તથા વેલી. અભણ વેલીનો ભણેલી વીણા સાથે વિવાદ. ગરબો. દુહાના જવાબમાં 'જે ઘેર નાર સુલક્ષણી તે સુખમાં સુનાર' વીણા લખે છે. ઘમલો નામે માળીનો છોકરો વેલી કુંવરી ઉપર પ્યારની ચિઠ્ઠિ મોકલે છે. ચિઠ્ઠિ લાવનારને તમાચાનો માર. રાણી. રાયસિંહ. પાસેના ગામનો ઠાકોર જાલમસિંહ વેલીનું માગું કરવાના વિચારથી જાતેજ જોશીનો

વેશ લઈ આવે છે. જાલમસિંહનો તિરસ્કાર. રાયસિંહ જવાબનો દુહો વાંચી વીણા ઉપર ગુસ્સે. રાણી ચઢાવે છે.

પ્ર. ૪ થો—જાલમસિંહ અને તેવોજ વેલીને પરણવાની ઈચ્છા રાખનાર ઠાકોર વજેસિંહ. ગામોઠ જોશી. રાજકુમારના ઉપનામથી ઓળખાતો ધમલો માળી. તેની ડોશી. જાલમસિંહ, તેને જોધપૂરના કુમારને નામે ઓળખાવી, વેલી તેની વેરે વરાવવાનું કપટ રચે છે.

પ્ર. ૫ મો—રાયસિંહ અને વીણાનો વિવાદ. રાણી ચઢાવે છે. રાયસિંહ વીણાને ગમે તેવા વર સાથે વરાવી દેવા ધમકી આપે છે. પોતાની વિદ્યા અને ચતુરાઈના બળે સ્વામીને સુધારી 'સુખે સુનાર' બનાવવાની પાકી આસ્થાવાળી વીણા અભિમાની બાપ સામે બ્હાદુરીથી બચાવ કરે છે. 'જોધપુરના કુમાર પધારે છે' એવો જાલમસિંહ તરફનો સંદેશો પ્રધાન લઈને આવે છે. રાયસિંહ વેલી કુંવરી તેના વેરે વરાવી દેવાનો વિચાર કરેછે. રાણી ગર્વથી ફુલાઈ જાય છે.

પ્ર. ૬ ઠો—ઢોંગી ધમલો માળી જોધપુરના કુમારના વેશે. રાણી અને વેલી તેની વાંસે ગાંડા. વેલીને વરાવી દેવા રાયસિંહ અને રાણીની અધીરાઈ. ચાંલ્લો ધમલાને કરે છે.

પ્ર. ૭ મો—વેલીને ધમલા સંબંધી વીણા ચેતાવા આવેછે

વીણાનો તિરસ્કાર. વેલી અને સંગીત શિક્ષક ઉસ્તાદ તાનતોલખાં. પાછળથી ધમલો.

પ્ર. ૮ મો—કઠીઆરો. રાયસિંહનો સીપાઈ કઠીઆરાને નવારસીઓ જાણી કચેરીમાં પકડી જાય છે.

પ્ર. ૯ મો—લગ્ન મંડપ. વેલીને ધમલા સાથે વળાવેછે. વીણાને કઠીઆરા સાથે વળાવે છે.

---

## અંક બીજો.

પ્ર. ૧ લો—ધમલા માળીના ઘરના આંગણામાં તેની ડોશી, સ્ત્રી, તથા છૈરાં. સાસુ વહુ. ધમલો. લડાલડ અને છાણીઆં.

પ્ર. ૨ જો—તંબૂમાં વેલી. પછીથી ધમલો. ડફાંસ. ડોશી. જાલમસિંહ. પોગળ ઉઘાડું પડવું. જાલમસિંહ તાનતોલખાંને લાલચ આપે છે તે વેલીને તેડી જાયછે.

પ્ર. ૩ જો—વીણા અને કઠીઆરો. લાકડાંની ધૂણીની સુગંધ. ભારા સંબંધી વાતચિત. શેઠને ત્યાં હિસાબ સમજવા જવું.

પ્ર. ૪ થો—ધમલાનો પશ્ચાત્તાપ અને જોગી થઈ જવું.

પ્ર. ૫ મો—ઓધડશા શેઠ. કઠીઆરો. વીણા સોદાગર વેશે. મહાજન. મોઢે ચઢાવેલો ટીકલો પોગળ વેરી નાંખે છે. વીણા જાહેર પડે છે. અડધો અડધ દોલત આપવાની પંચાત.

પ્ર. ૬ ઠો—જંગલમાં નદી કીનારો. તાનતોલખાં અને વેલી ઉંઘેલાં. જાલમસિંહ ઠરાવ પ્રમાણે આવે છે. ઉસ્તાદને મારી નાંખવા પથરો ઉપાડે છે. સાપ નીકળી જાલમસિંહને સપડાવે છે. ઉસ્તાદ અને વેલી નાશી છૂટે છે. વીણા કઠીઆરો. કઠીઆરો જાલમસિંહને બચાવે છે. વીણા સિદ્ધપૂર જવાનું કહે છે. હરામ ધાનતનો જાલમસિંહ પૂંઠે થાય છે.

પ્ર. ૭ મો—સરસ્વતીનો કીનારો. કઠીઆરાની જાતનો વીણાને સંદેહ પડે છે. ક્રિયા કરવા જાય છે. માતુશ્રાદ્ધ કરવા આવેલ જોધપુરના રાજા જયસિંહનો ઘણા વર્ષ ઉપર વિનાવાંકે તજી દીધેલી ગર્ભવંતી સોઢી રાણી માટે શોક.

પ્ર. ૮ મો—વીણા અને કઠીઆરો ગોરના ઘરમાં. માદળીયાનું વાંચવું. કઠીઆરો જોધપુરનો કુમાર નિકળે છે. જોધપુર જવા તૈયારી કરવા વીણા જાય છે. જાલમસિંહ હરામખોરો પાસે દવા સુંઘાડી બેભાન બનાવી કઠીઆરાને ઉપડાવી મોકલાવે છે. વીણા ઉપર બદ ધાનત. જયસિંહ આવી ચઢે છે. જાલમસિંહ નાશી જાય છે. વીણા જયસિંહ સાથે જોધપુર જાય છે.

પ્ર. ૯ મો—જંગલ. કઠીઆરો ને હરામીઓ. કઠીઆરો બચી જાયછે. વીણાની શોધમાં પાછો સિદ્ધપુર જાયછે.

પ્ર. ૧૦ મો—ધમલો સરસ્વતી તીરે જોગી. જાલમસિંહ. બન્ને બાવા અને કાવા દાવા.

પ્ર. ૧૧ મો—જોધપુર. વીણા. જયસિંહનો વિવાદ. રાજકઠીઆરાની વાતની સૂચના.

પ્ર. ૧૨ મો—ગોરને ત્યાંથી ખબર મેળવી જોધપુર આવેલો કઠીઆરો—અમરકુમાર—ઢંઢેરો. રાજકઠીઆરાની વાત કહેવા કચેરીમાં જાય છે.

પ્ર. ૧૩ મો—કચેરી જોધપુરની. પડદામાં વીણા. રાજ કઠીઆરાની વાત. બાપ દીકરાનો અને પતિ પત્નિનો મેળાપ. હરામી જાલમસિંહ અને ધમલો વેરાગી વેશે. વીણાને ફસાવવા ઠરાવ.—નાચ.

---

## અંક ત્રીજો.

પ્ર. ૧ લો—ધમલો અને જાલમસિંહ જોગી વેશે. વીણાની દાસી મારફતે ડાબે પગે ત્રિશૂળ ખપ્પરનું નિશાન કરવાની પેરવી. જયસિંહ અને અમરસિંહને વીણા દેશને ખાનારી ડાકયણ છે એવો વ્હેમ. પાડે છે. બાપ દીકરો અને સાથે જાલમસિંહ પગે નિશાન જોઈ ખાતરી કરવા જાય છે.

પ્ર. ૨ જો—વીણા સુતેલી. દાસી નિશાન કરે છે. બાપ દીકરાનો ગભરાટ. વીણાને જોગીએ આણેલી પેટીમાં પેસાડી પેટી દટાવી દેવડાવવા ઠરાવ. વીણા અને અમરસિંહ. સંવાદ. પેટીમાં પેસવું.

પ્ર. ૩ જો—ધમલો અને જાલમસિંહ. ચોરને ઘેર મોર. એકબીજાને ઠગવા વીચાર. પેટી આવે છે. ધમલો ઉઘાડી

વીણાને જગાડે છે. વીણા ધમલાને ઉપદેશ દઈ સુધારે છે. બન્નેનો જાલમસિંહને ફસાવવાનો ઠરાવ અને ફસાવવું. પેટીમાંથી માંકડાં. જાલમસિંહનું પેટીમાં પૂરાવું.

પ્ર. ૪ થો—વેલી અને ઉસ્તાદ તાનતોલખાં. નાચનારી બનાવે છે.

પ્ર. ૫ મો—અમરસિંહ. દાસી નિશાનની વાત જાહેર કરેછે. અમરસિંહ આપઘાત કરવા તૈયાર. વીણા અને ધમલો જોગી વેશે. વિવાદ. પ્રાયશ્ચિત કરવા અમરસિંહનો ઠરાવ. પેટીમાંના શાલિગ્રામ પાસે પ્રાયશ્ચિત. હરામી જાલમસિંહને બાંધી ડુંગર ઉપરથી ફેંકી દેવાનો હુકમ. પતિ પ્રિયાની ઓળખાણ. પોતાના બાપ રાયસિંહને તેડાવા વીણાની માગણી.

પ્ર. ૬ ઠો—વેલી અને ઉસ્તાદ.

પ્ર. ૭ મો—કચેરી. રાયસિંહ આવે છે. અમરસિંહને જોઈ વ્હેમ. ધમલો માળી ચોપદાર. વીણા આવે છે. વેલી નાચનારી. રાયસિંહનો પશ્ચાત્તાપ. વેલીની જોગણ થવાની માગણી. છેવટનો આનંદ.



# મુખ્ય પાત્રોના નામ.



| | |
|---|---|
| રાયસિંહ ... ... ... ... | ચંપાગઢનો ઠાકોર. |
| જયસિંહ ... ... ... ... | જોધપૂરનો રાજા. |
| કઠીઆરો ... ... ... ... | અમરસિંહ નામે જોધપૂરના રાજાનો કુમાર. |
| જાલમસિંહ... ... ... ... | ચંપાગઢ પાસેના ગામનો ઠાકોર. |
| વજેસિંહ ... ... ... ... | તેવોજ બીજો ઠાકોર. |
| ધમલો... ... ... ... ... | માળીનો છોકરો. |
| તાનતોલખાં... ... ... ... | નીચ ગવૈયો. |
| વીણા ... ... ... ... ... | રાયસિંહની મુએલી રાણીની પુત્રી. |
| વેલી ... ... ... ... ... | રાયસિંહની હયાત રાણીની પુત્રી. |

પ્રધાનો, રાણી, દાસી, બાવા, વિગેરે વિગેરે.

સ્થળ—ચંપાગઢ, સિદ્ધપૂર, જોધપૂર.

श्री परमात्मने नमः

# શ્રી નવીન 'વીણા વેલી' નાટકનાં

# ગાયનો.

## મંગલાચરણ.

સૂત્રધાર-નટીઓ—

શંકર ! શિવંકર--ચિન્તા તું પરિહર,
ભૂતાદિનાથ ! જગનાથ ! હે જીનવર--શંકર૦
ચિન્તામણિ ચરણ શરણ છે ચિત વિષે
ત્રાતા નિવાર તાપ ત્રય ભયંકર--શંકર૦
ઘટઘટ પ્રગટ તું પોતે સદા રહે,
કૈવલ્ય શાલી ભજીએ આઁ દિગંબર—શંકર૦

નટીઓ—

નહિં કર્મની કથા કદાપિ વ્યર્થ જનારી
પતંગ રંગની પેઠે પલકમાં ફરનારી--
દશાની દડી ચઢી ચઢી ઘડી ઘડી પડે
દશાનું ફુલ ખૂબ ખીલીને ઝટ ખરી પડે—
દોલત અને દમામનો ગુમાન નકામો
જાદુથી જયાદા છે ખરે દશાના દમામો--

## અંક ૧ લો.

કુંભાર વિગેરે૦-- ૧

કોઈ સંત વિરલે જાણીયું-ભાઈ એ વાતું છે જેણીયું.
મોટા જન જંજાળે ઝૂલે-હુખ પામે પામર પ્રાણીયું--
મોટા કુવાડા કાંઈ ન કાપે-લોઢું કાપે છેણીયું--
વેળુમાં તો ખાંડ વેરાણી-વીણી કાઢે કીડીયું--
પાણીમાં તો દૂધ ભેળાણું-પામી જાશે હંસીયું--
જ્ઞાની ઝઘડે ગોથાં ખાતા-સુધે શિવપદ સાધીયું--

રાયસિંહ-- ૨

જેને ચિન્તા નથી ચિતમાં લગાર ભાર,
પામ્યો સંસારે તે સુખનો સાર સાર--જેને૦
રાજ્યપાટ નથી એને કોડી કામનાં;
માળા મ્હેલ મન તદન ન કામનાં--પામ્યો૦
સમજે ચિત્ત, નથી ચિર કાળ જીવવું;
ખાવું તેટલું રળી ખુશીથી ખરચવું;
સંતોષે રહેનાર નર સુખી સરદાર—પામ્યો૦
માયા મુડી પડી એક પડી ઝુંપડી;
પ્રપંચ રંચ નથી માન પાન પુંમડી;
સાબાશ! ગરીબ! તારો દેવઅવતાર—પામ્યો૦

ઓઘડશા-તીકલો-- ૩

એ'હે' કેવો જીત્યો, હુંબા કેવો જીત્યો,
બાપા કેવો જીત્યો, લેરે લેરે લે.

હું તો વર લાડો, ને ઘોઘર બલાડો
બાપા બન્યા લાડી, ઘીની ફોડું વ્હાડી--લેરે૦
કેવું આ થઈ ગયું છોકરૂં તો ચાવળું;
કયમ રાંડ હેડંબા હેંડે ઉતાવળું ?
બેટોરે પાકયો વાહ્ કેવો બ્હાદર;
બાપા બાળોવર ચાલું હું અદ્ધર;
બેશ અક્કરમી બેટા-વડ તેવા તેટા--એહેં૦

સુખે સુએ સંસારમાં, ભાગ્યવંત કુંભાર!
ચિન્તા બાંધી ચાકડે, ધન્ય! ધન્ય! અવતાર!

વીણા-વેલી-- ૪

લચકાતી મદમાતી બેની! તારી બલિહારી!
પુલી ફાલી જાણું આલી! મદનની પુલવાડી.
વારૂ વારૂ-આવાં વેણુ બસ બોલમાં—લચ૦
ખરૂં રૂપ સ્રીનું નથી ખાલડામાં;
ઝવેરી જુએ રૂપ નહિં દાબડામાં;
કેરી કેરો રસ કોણ કહે છોતરાં!--લચ૦
રહ્યાં, કાચ ડબ્બે કયા ગુણ રત્નો;
જુએ ગુણવંતો કરીને પ્રયત્નો;
અંગીકાર કરતા પછીથી રમા--લચ૦

૫—ગરબો.

ઉગ્યો સખી! સૃષ્ટિનો શ્રૃંગાર હાર,
ચાલ્ય ચાલ્ય જોવાને ચંદ્રમા.

જોને પ્રેમઘેલી ભૂમિનાર દેદાર
જોને ડોલે સૃષ્ટિ આનંદમાં–ઓહો૦—

ધન્ય! ધરાસુંદરી! તને, ચતુર ચંદ્ર તુજ કાન્ત,
શાન્તિપાઠ પઢાવતો, સાધીને એકાન્ત.
ધરણી પડી પતિને પાય, શિક્ષા શિરે ધરેરે;
ગુણીયલ ગોરી પતિ ગુણ ગાય, શાન્તિ ચિતે સ્મરેરે.
ધરોને બ્હેન! ધરતી માતાનું કહ્યું કાન,
પ્રીતેથી કરો સંસાર સુધારસ પાન—

ચંદ્ર સુખે ચીડાઇને, તારાના મુખ શ્યામ;
સદગુણીનું સુખ ભાળીને, રમે દુષ્ટના રામ.
સખી! જેને પતિનું માન-તેનાં ગાંધર્વ ગાયે ગાન;
પામે દેવી સમાન સન્માન-રમે રામા રસિક લઈ તાન.

ધરણીનાર સમ ગૃહિણીઓ, સેવે સ્વામી પાય;
ચતુર ચંદ્ર સમ ધણી મળે, જય! જય! ત્યાં ઉચરાય.

---

**ધન્યવાદ લખનારને, ખરેખરો કુંભાર;**
**જે ઘેર નાર સુલક્ષણી, તે સુખમાં સુનાર.**

---

દાસી— છંદ.

મદભરી રસીલી મમ માલતી, હૃદય સુંદર મંદીર મ્હાલતી,
ચતુર ચાંદની ચાતુર બાળતી, પરમ પ્રેમની હોળી પ્રજાળતી.
શિતળ જો જળ ભૂતળ બાળશે, જગત કયાં જઈતાપજ ટાળશે!
મધુર દૃષ્ટિથી દાસ નિહાળશે, ભવભવે સુખ ભામિની ભાળશે.

રાય૦ રાણી— ૬

હા ! માનેલી માતેલી છકેલી છોકરી, તારૂં ઉતારૂં ગુમાન
હા ! ચઢીને ચઢી તું છેક ચઢી, ભૂલી નાના મોટાનું એ ભાન-
પ્હેલાં પાણી પીને ઘર પૂછે પછી, એ તો મહા અણજાણ-હા૦
લાડ લડાવીએ બાળપણે પછી બાળ કરે અપમાન;
પાળીએ, ભૂલી ભાન, કદાપિ શ્વાન, સ્હેવું નુકશાન;
થાય કુપાત્ર ન પ્રીતિનું પાત્રજ, રહેશે આખો ભવ દુઃખનિધાન-

ધમલો— ૭

બનું હું ફાંકડો એ ભામાનો ભરથાર—ઓહો૦
નમાવું આંકડોને કરૂં તાબેદાર—વાહ વાહ૦
બનું હું વાંકડોરે-સાધી લઉં તાકડોરે—બનું૦
કુંવર બનું અલબેલો અપાર, જુઠામાં આજકાલ દીઠો છે સાર.
પોલંપોલા ગડબડગોળા હુંબા એતો વાહ વાહ વાહ-બનું૦

વીણા— ૮

અરે શું માનવનો અભિમાન-પલકમાં ટળી જશેરે,
ખરે જેમ પીંપળ ઉપર પાન-પલકમાં ખરી જશેરે;
પલકમાં ખરી જશેરે-માટીમાં મળી જશેરે—અરે૦
ઘડી જીવતરમાં ઘડી એક સુખની નાઆ......રે નથી;
મૂઢ મમતમાં તોયે મરતા આઆ......રે મથી.
પામર નર નાદાન—અરે શું૦
કાયા કલેવર કારમું છે ગંદકીનો ગાડવો;
સમજુ જને સમજી જઈ અભિમાનને વણસાડવો.

અભિમાન ફણિધરને નહિં દૂધ પાઇને પેંધાડવો;
રાવણ સરીખે માનથી લીધો નથી કંઈ લાડવો—અરે૦

ધમસો— ૯

જો જો કૌતક જગનું-કામ સધાયે ઠગનું;
સાધુ વાખાય, ને પાખંડી પૂજાય, ખમા ખમારે થાય-જો૦
સાચો કુટાય, અને જુઠો મનાય, પોલંપોલ ચાલ્યું જાય-જો૦
પોપટ પૂરીને પૂરૂં પાંજરે ન પાણી પાય;
મામો કહીને દૂધ સાપને તો દેવા જાય.
દુનિઆ !—દુનિઆ !—વ્હારે વાહ દુનિઆ !—
બકરાંની ઈદ દેખી વાઘની નહિં ઈદ થાય;
ઘરનાં તો ચાટે ઘંટી બંટી બાવાજી ખાય;
ગરીબ રહે હાથ ઘસતા, મારતા મીયાં પૂછાય—દુનિ૦

દાસીઓ— ૧૦

કેવું રૂડું પતિનું નામ છે-સતી ભક્તાણીને સીતારામ છે;
ચોંટ્યા તેમાં સતીનાં ચારે ધામ છે, પતિ પ્રભુના નામને પ્રણામ છે
રસવેલીનો સખી સમજી લેજે સુંદર વર આરામ;
વનિતા દુઃખ દાવાનળનો જાણો વલ્લભ છે વિશ્રામ-કેવું૦
ઝુલજે રસઝૂલે સખી! સુંદર વર સંગાથ;
અમે શિખવીએ કેટલું, શિખવે સૌ રતિનાથ.
ઘેલી ભ્રમરી !-ભોગીને વરી; મદની ભરી-રહેરે ઠરી હાંહાં-

તાનતોલખાં— ૧૧

ઘુંઘટકે મોંજમેં-સાંવરેને માનું હો—ઘુંઘટ૦

એક તો નેનાં રસીલે-તામેં કાજલ કીનો,
બાંકે નેનાંવાલી હો-ઘુંઘટકે૦
મેંઢા દીલ મોતી હુઆ, તુજ કાનું બાલીકે સાથ,
કયા મઝા દેતીહે મિસ્સી, પાનકી લાલીકે સાથ—

૧૨

વેલી-ધમલો—

વાલા અલબેલા—લાલા મધઘેલા
જોઈ કાલું કાલું આ, મુખ ઘેલું ઘેલું આ મોહીછું સુજાણ.
વાહ્ વાહ્ પ્રેમ ઘેલી, ઓહોરે રસીલી;
કાલાં કાલાં વેણુરે, કાળાં કાળાં નેણુરે ડુબ્યો દુલોજાન;
રસિક રસીઆ હૃદય વસીઆ સકળ ગુણના નિધાન-વ્હાલા૦
સાવ સોનાના પલંગે કદળિજંઘે મ્હાલજેરે,
રસિક સંગે અતિ ઉમંગે ચતુર ચતુરા ચાલજેરે
રસિક મારા રાજ—છો દાસીના શિરતાજ—વ્હાલા૦
નવીન સોનેરી સરોવર પાળ શોભા ન્યાળજેરે,
બાવના ચંદન બગીચા ભામિનિ તું ભાળજેરે-
રે રાજવી રસખાણ-છો ભાગ્યશાળી ભાણ-પ્યારાજી
સોંપુ પ્રાણ—વ્હાલા૦

૧૩

વેલી-ધમલો—

ચાલો મારા ચતુર સુજાણ હાં હાં
મારો નહિં નયનનાં બાણ હાં હા
કાળજે ઉતારી તારી મૂરતિ રસિલા પ્રાણ—ચાલો૦

ઘાયલ કીધો ત્હેં પ્હેલાં ધુતારી મારી નયનનો માર
દાઝયા ઉપર લુણ વચન લગાડી પૂરો કર્યો લાચાર
નખરેથી છેવટ નાજુક નાજુકડી માર્યો ત્હેં હાય હાય
ઠાર ઠાર;
રસિક વર માર્યો ત્હેં હાય હાય ઠાર ઠાર—કાળજે૦

કહીઆરો— ૧૪

કાયા કાચો કુંભ છે જીવ મુસાફર પાસ,
ત્હારો ત્યાં લગી જાણજે, જ્યાં લગી શ્વાસોશ્વાસ.
સદા સંસારમાં સુખ દુઃખ સરખાં માની લઇએ;
રાખે જેવી રીતે રામ, રંગે તેવી રીતે રહીએ—સદા૦
પીંપળ પાન ખરંત, હસતી કુંપળીઆં;
મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપડીઆં.
નહિં જેવીને તેવો નિત્ય કોઈની નભતી જોઇએ;
દશાના ઢંગ ઋતુના રંગ જેવા દેખી લઇએ—સદા૦
કદી મ્હોલાતો માળીઆં, કોમળ છપ્પર ખાટ;
કોઈ દિન એવો આવશે ભૂખ્યાં ન મળે ભાત—સદા૦

કઠીઆરો ૧૫

જગ બધું ગરીબને દુભવે–નહિં શ્રીમંતનું કોઈ નામ લે
જુઓ પવન પાડે ઝુંપડી–છે હવેલી પેલી તો ખડી
કીધાં હશે કેવાં પાપ હાય હાય પૂરવે—જગ૦
મન ચાલ્યું માળવેરે, કર્મ કોઠી ભાળવેરે;

ચિત્ત ચતુરાઈ ચાળવેરે, ભાગ્ય આંડુ સાલવેરે
ધૂળ ભાણે ભેળવે—જગ બધું૦
ભાલોડું લેતું જઈ ભીખારીની ભાળ;
રે નિર્ધનતા જગતમાં તું છું કાળાકાળ—જગ૦

દાસીઓ— ૧૬

અલબેલી આજેરે સાસરે જાય,
સૌભાગ્યે સાગરને નદી સમાગમ થાય;
સાહેલી સંગીરે ઉમંગી જણાય,
દેખીને સાકરને દૂધ હળી મળી જાય.
સજની મારી સાસુ સસરાની સેવા સારજેરે-સ૦
પર નિંદા વ્હેલેથી વારજેરે.
સજની મારી દીયર દેરાણી ભીડ ભાગજેરે—સ૦-
જેઠ જેઠાણી પાયે લાગજેરે.
સજની મારી નણદીને નાની વ્હેન ધારજે—સ૦-
લજ્જા તું કુળની વધારજેરે.
સજની મારી પતિને પ્રભુ અવધારજેરે—સ૦-
સંસાર સ્હેજે સુધારજેરે.
રે સૌભાગ્યવતી તુજ પગલે ઘર ઘર મંગળ થાય;
જગમાં પીપર સાસરીઆંની બલિહારી બોલાય



## અંક ૨ જો.

ભૈરીઓ— ૧૭

જેનો પીયુડો તે પરઘેર જાય બળ્યો જનમારો રે
સખી દુઃખ દરીયાનો કેમ આવે આરોરે—
વાલમ ઉંડે કુવે ઉતારી પોતે વરતજ વાઢેરે
બાળા બિચારી કોને કેને આવે કોણુ બાઈ આડે—

૧૮

ડોશી-વમલો-પાડોશીઓ-ભાણકી—

પીટયે ઘોળામાં ધૂળ ઘાલી-કન્યા કુવે ઉતારી
લેઉં તારા નામનાં હું છાજીયાં—
લાજ બધી લુટાડી, પીટયો પાકયો અનાડી
આથી રહ્યાં ન કેમ વાંજીયાં—
સું મૂરખા બોલે બોલી, મારા હૈયામાં સલગાવો હોલી
સું કરવાના દરીઓ ડોલીરે—લઉં છાજીઆં૦—

વેલી— ૧૯

ઓહો મારી સાહ્યબીનો કંઈ પાર-અરે હું તો મ્હોંચી પાર પાર
રસિલા કુમાર રાજ્યના આધાર-મારા તો છે તાબેદાર
ભવ્ય ભુવને મ્હાલશું-દિવ્યભોગ ભાળશું
ઠાકરની પણુ ઠાકર લાખો ચાકર તો તૈઆર
ખમા બાઇને ખમા ખમા બોલે હાજર તાબેદાર-મારી૦
મગન મગન રાત દીન, લગન લાગી જળને મીન—

ચતુર સંગ ચાલશું-હાથ ગળે ઘાલશું;
ગજરા ભ્હેરાવશું-નેનમાં નચાવશું—
અહો અહો અહો અહો હું તો પામી જીંદગીનો સારસાર-

વીણા— ૨૦

રે મન ભમરા શું ભરમાવે
બાપે બતાવ્યો નાથ મુગટમણી-
લાખો જતને લલચાવે—રે૦
કાળા કે ગોરા પ્યારા કરમે ફરેલા આ છે
સતીને શીદને સતાવે—રે૦
પાપી પવન લ્હેર ભલે ભટકી તું ખાજેરે વનવન.
સ્વામીને જોજે જગાવે-સાહ્યબાને જોજે—રે૦

વેલી— ૨૧

હું આંધળી માનમાં ગઈ મરીરે
હાય સાંભળી વાતને નહિં જરીરે—
હાય જાણીને જાતના કુવે પડીરે
મૂર્ખ માને બાપ આણી આઘડીરે—
હાય દામના દીવે પતંગીઆં થઈ પડેરે
હાય જીવતાં આમે નર્કમાં સડેરે—

વીણા— ૨૨

કાંઈ નથી સુખ સાધન ધનમાં-સાપ બહુ વસતા ચન્દનમાં
સ્વામીજી સુખી વસે વનમાં—કાંઈ૦
સાહ્યબી શી શંકરને છે-પાર્વતી કંઈ સુખીયાં કમ છે

લોક તો મૂરખ એકદમ છે-ગોળ ખોળની નહિ કંઈ ગમછે
વૈભવ ઝાંઝવાનાં જળ છે સ્વામી ભવવનમાં—કાંઈ૦

કડીઆરો— ૨૩

જગતમાં તે નરને ધિક્કાર-તજે જે પરણી ઘરની નાર
બગાડે મૂરખ તે સંસાર, ભેળવે દીવેલમાં કંસાર;
અરે કેમ હાથ પડેરે અરરરરર સુંદરી ઘર શણગાર—
કળી કુમળી કેમ ઉપાડે, કોવાડાના માર
ગુલાબના ઢગલામાં શોભે, ધગ ધગતા અંગાર
અંગ આપણું અબળા કહીએ, કહો ભાઈ અંગ તજીને રહીએ
અરરરરર કોણ ઠાર—જગતમાં૦
ભળે કેમ કેસર કાવામાં, લસણ તણોરે વઘાર
મધુર કળીમાં ડુંગળી ગુંથે હીણભાગી સરદાર
કુસુમ કળી ભાઈ દીપે કરમાં-છુંદે કળીને છાકી છરમાં—
અ ર ર ર ર ર કુંભાર—જગતમાં૦

૨૪

કડીઆરો-વીણા—

પધારો સૌભાગી નાર, દાસી પ્રીતમ તુજ પાયની
સુંદરી હૃદય હાર, છાયા છબિલા તુજ કાયની
છો ભાગ્ય દેવી મમ ભામા
રહ્યા હૃદય મંદીરે રામા
ભોળા મારા ભરથાર, શાણા શીર સરદાર—દાસી૦
સદા પતિ પ્રિયાના અન્નદાતારે-પતિ દેતાને અમે ખાતાંરે

રહીએ પતિવડે રંગ રાતાંરે–વાહ વાહરે આ......
મારા ભાગ્યના ભંડાર—
હુંડી છું આ......મારા પ્રાણના આધાર—દાસી૦

૨૫

**વીણા-કઠીઆરો—**

ધન્ય તમને (૨) ભૂલાવી ભમાવીને ભોળાને ભોળવો
ધિક્ તમને (૨) દબાવી પટાવીને થાપણો ઓળવો;
રહે ભરૂસે જે તમારે પ્રથમ મારો ઠાર (વાહ્ વાહ્)
પાઈ સારૂ ધર્મ વેચોરે ભરે બજાર
ચોરોના ચોરો તમે, લુચ્ચાના લુચ્ચા તમે, ખુનીમાં
ખુની તમે—ધિક્૦

ના મળે વિશ્વાસી તો ઉદાસી દિલ થાનાર;
પાપ માજમ ખાઈ માજન મસ્તીમાં રહેનાર;
શાહુકારીનો ભલો આ તો બતાવ્યો સાર;-
ધર્મ ને મૂળગો વિસાર વાહ્ રૂડો વ્યાપાર—

૨૬

**વેલી-તાનતોલખાં—**

લેરે લેરે લેતોરે જા, લાડુ લાલ ખાતોરે જા
હરામીકા હેવે ફલ યેહી અલ્લા!
ભલે સપડાયો પાપી ભલ્લા ભલ્લા!!
જોયા આમ જગો જગ રામ-ઠાકોર સાબકું સલામ,
રામ——રામ——રામ૦

૨૭

વીણા-કઠીઆરો—.

વાહ વાહરે છબીલા છોગાળા છેલ
છો મારી રસીલી રસની રેલ
ઠીક ચઢાવા કરો તાલમેલ—છબીલા૦
બાળા કમળને અમે ભ્રમર ઘડી ઘડી અકળાવશું;
પાંખડી પાંખડી પ્રમદા બેસી રાતદીન ડોલાવશું;
વ્હાલથી વ્હાલા વધાવી રહેલ,
કમળ નિત્યે ખેલાવશે ખેલ—છબીલા૦

જયસિંહ— ૨૮

દીસે સુન્ય સંસાર ના કાંઈ ભળાય
પ્રિયા નામનો નાદ ઘટમાં ઘુંટાય—
પ્રિયા કયાં અરે કયાં પ્રિયા હાય તું કયાં
ભમું ખોળતો ભામિની હાજ જયાં ત્યાં—દી૦
જપું જાપને હું ધરૂં ધ્યાન હાય
પ્રિયા સિદ્ધિ તોયે પ્રગટ નાહિં થાય
સ્મરી સુંદરીને હૃદય હા ચીરાય
ગતિને મતિનો પુરો ભંગ થાય—દી૦

વીણા— ૨૯

આ તનમન ધન અરપણુ તમને નાથજીરે
સુંદરી સોંપ્યું મસ્તક તે સંગાથ-જીરે

તરૂવર વેલી પેઠે ભીડીએ બાથ-જીરે
જગસુખ બાજી જીતી લીધી હાથજીરે
વન ઉપવનમાં રમશું સાથે-નાથ ચરણુ ધરી ચાલુ માથે
તન સરવર પરરે રાજહંસ—આ૦
અવગુણુ અમમાં હજાર-ભરથાર તમને છે ભાર
વણુમૂલે મીઠાં વેણુ છું વ્હાલી—આ તન૦

૩૦

કઠીઆરો-વીણા—

ઓહો વ્હાલા, વ્હાલા લાલા, રસીલા રાજન કામણગારા
રે ઠકરાળા, મદનમાળા, પ્રીતિની શાળા ચાતુરબાળા-
અહા કેવી કીધી વિધિએ દયા
જુઓ ઘેરે બેઠે ગંગાજી ગયા-વાહ વાહરે વાહ—
ડગી મગી જઈ મૂરખ માનવ આકીન મૂકતા
ચપટી ચણુ રાચી અમૃત પાન થૂંકતા
કઠણુ કર્મની કસોટી ચપળ ચૂકતા
શાણી સુલક્ષણી રસ અમ્રતની ધાર-સતી શણગાર
રસના સાગર મારા જીવન આધાર-હૃદયના હાર—

૩૧

કઠીઆરો-વીણા—

પાતળીઆ પરિશ્રમ લ્યો શાને પોઢોને મારા સમ મારા સમછે
ચાલોને ચપળા આવું હું આટલે, નાજી-મારાસમ મારાસમ છે
ચિન્તાને ટાળવી, પુંઠન ભાળવી, લુંડીને ભાળવી.
આ......પ્રાણુપતિ-મારી વતી—પાતળીઆ૦

(રસીલી તું તો રોજ હસતીને હસતી)
(સતી પાસે છતાં પતિને હોય કે તસ્દી)
અલબેલી રાખે રમણ સુખી-વાહરે તેને ધન્ય તેને ધન્ય છે
પતિની ઉદાસી ટાળી રહે દાસી—
આ..... શાણી સતી-ભાગ્યવતી—પાતળીઆ૦
(ચાલ્ય ચાલ્ય તોયે થોડેક આવું)
(જાઓ ત્યારે મારેજ નથી જાવું)
તારા જેવી સતી સુંદરી પામે વાહરે તેને ધન્ય લાખો ધન્યછે
મોહનની માળા, જપે બેઠી બાળા, છબીલા છોગાળા,
આઆ..........શાણી સતી—પાતળીઆ૦

વીણા— ૩૨

સુંદર શામળીઆ, નામ જપીશ નિત્ય તારૂં
મનહર ના મળીઆ, કાશી કરવત ધારૂં
શામળા શણગાર હમારા, કાળજું હર્યું કામણગારા
વિનવે કરગરી દીન દાસ, દર્શ દ્યો દિલદાર તમારા
ક્યાં હું કહું દુઃખ મારૂં—સુંદર શામ૦
આસપાસ નહિં વાસ નિહાળું-અહહ ત્રિભુવન ભાસતું કાળું;
નિરખું નહિં કદિ મુખડું રસાળું-જઇ હિમાલય ગાત્ર હું ગાળું.
સાક્ષી દેવ દયાળુ—સુંદર૦

અમરસિંહ— ૩૩

અરર અરર મધુરી નાર ક્યાં મળાય;
અજબ ગજબ હાયરે હાય ના ભળાય!
આહાહાહા હૈયું હાથથી જાય,
અરેરેરે હરિ હાય શું થાય—અરર૦
પ્રિયા નથી, પલંગ નથી, વેણુની વીણા હાનથી,
માનુની મૂરત બદલ જંગલ ભાળીને બુદ્ધિ ચળી જતી;
મરૂં કે જીવું શું કરૂં, સૂજે હવે ન હાય હાય;
વિયોગ વ્હાલીનો થતાં, સહ્રદય ચિત્ત લ્હાય લ્હાય;
બ્રહ્માંડ——તોડું——ફોડું—અરર૦

૩૪

અમલો-જાલમસિંહ—

જોઈ લેજો જગના બાવા, છે આજકાલ જે ચાવા;
ધરે ભેખ ધૂતીને ખાવા, જ્યાં ત્યાં હાવા ને હાવા-
જોબનવંતી જળ ભરતી ત્યાં જાશે બાવા ન્હાવા;
રાંડી રાંડના ઘરમાં પેશી બાવા બેસે ગાવા
ભાઈ લાગે તાળ બજાવા ભાઈઓને ભજન સંભળાવા—
વિરલા ભેખ ધરેછે ભાઈ, ભગવત ભેટો થાવા;
બહુ તો બાવા માયા માટે કે ભામા ભરમાવા—
નારીને નીરખીને લાગે, બાવા નેન નચાવા;
મસ્ત થઈ મ્હાલે પર પૈસે ક્યાં જાવું છે કમાવા-જોઈ૦

વીણા— ૩૫

કરે કામની શું સંસારે વારે વારે પતિને સંભારે
બધી આળ પંપાળ વિસારે, પતિરામનું નામ ઉચ્ચારે-
ભલેને દાબો બ્રહ્માંડ ભારે, ભલેને કાપો તીક્ષણ ધારે—
દેહ ગેહ શુદ્ધિ નહિં તૂટી ગઈ જગ પ્રીત,
ગોરી તો ગાતી ફરે, રસીઆનું રસગીત;
ખાન પતિનું ને પાન પતિનું ગાન પતિ ગુલતાન
એક મુકે નહિં ટેક પરોવે છેક શૂળી સુલતાન—

સઘળા— ૩૬

છત્રપતિ છો ભાણુ, ગુણની ખાણ, જગ આરામ
સિંહાસન શોભે શ્યામ—
કીર્ણ વિમળ જગત જાણ, વિવિધ રંગ કરૂણાદાન
નમી નમી નિત્ય ધરીએ ધ્યાન
દીન મણી ધણી જગત પ્રાણ—

અમરસિંહ— રાજ કઠીઆરાની વાર્તા.

નાચનારીઓ— ૩૭

અરે વાહ છાયો સકળ ભુવન ગગન આનંદ ઘન
અરે વાહ થયાં મગન મગન જગત સજન મન
પોતે પ્રભુજી પ્રસન્ન
ધન્ય સુંદરી, કીર્તિ તું વરી
વાહ વાહ વાહ—પ્રબળા—અબળા—

## અંક ૩ જો.

**સાધુઓ** ૩૮

જગત તું જાન લે સપના સમજ દીલ કોઈ નહિ અપના—
ચડે જબ કાલકી ફોજાં ખરેખર હય ભલા ખપના
ઘડા એક નીરકા ફૂટા પત્તા એક ડાલસે તૂટા
એસી નર જાન જીંદગાની છૂપાકે કોન જગે છુપના—જ૦

**વીણા—** ૩૯

વ્હાલા બોલો તમે—લાલા૦—કેમ રસીઆ રીસાણા
બોલી કે ચાલી નથી આડી હું હાલી નથી
નીતિને ટાળી નથી—નાથ—વ્હાલા૦
રે રઢીઆળા રાજવી દેવાંશીના અંશ
હસવું તારૂં મન વસ્યું ચિતહર ચાતુર હંસ
વૈભવમાં મુજ મરજી નથી—મ્હોલ માળાની ગરજી નથી
ઝાંઝર ઝુમણાની અરજી નથી—માગું ન નાણું રસિક વરજી
માગું બોલ વ્હાલા—બોલો૦

**વીણા—** ૪૦

રે રઢીઆળા—રઘુવીર જગદાધારજો
આજીજી આ અબળાની અવધારજોરે—
હું દીન બાળા—કોપ્યા કંથ કુમારજો
વાદળ વરસે રૂધીર મૂશળ ધારજો—
ભલે જાય આ જીવ બ્રહ્માંડ માંહિ
કદી નાથ આજ્ઞાજ લોપીશ નાંહિ

સતી સંત જીવે પતિ ગુણ ગાઈ
સતીની ગતિ પતિ હાથ સ્હાઈ
રે દીનબંધુ-જાળવજો ભરથારજો
છેવટના છે પ્રણામ પ્રાણાધારજો—

૪૧

વેલી-તાનતોલખાં—

પ્યારે તોરે અંગમેં પુલનકી બહાર હય—સૈયાં૰
પુલનકે બાજુબંધ પુલનકે ગજરા
ઓર સોહે પુલનકા ગલે હાર હય—પ્યારે૰
નેના કમલ ઓર ચહેરા ગુલાબ હય
ગોરે ગોરે ગાલ સૈયાં ગુલે અનાર હય—પ્યારે૰

---

વીણા—ઘટ ઘટમાં તીરથ રહ્યાં ઘટમાં આતમરામ;
પ્રેમી મન તીરથ વસે પ્રીતમ સાલંગરામ.-ઘટમાં૰

---

દાઝયો ભૂંડા દૂધથી, છોડેછે શીદ છાશ;
સાહસ કરતાં પ્રાણીઆ, સુખનું સત્યાનાશ.—છોડે૰

૪૨

વીણા-અમરસિંહ—

છોડોરે કુંવર મારા હાથને
અમે જપીએ નિત્ય નાથ—છોડો૰

આઘા રહો અલબેલડાંરે અમે જોગીઓનાં બાળ
સંસારને ઝેર જાણીએ છે પ્રપંચ પ્રેમ જાળ
બાળા અમે પ્રજા નાથ—છોડોરે૦
જોયા પ્રજાના નાથ તમેરે, તજી બાળા અનાથ;
સંસાર જેણે સુધારીઓ સ્હેજે તોડયો તેનો સાથ-છોડો૦
રાજાજી વ્હેમમાં રમી રહ્યાંરે, ભુલી સ્નેહ ને સંબંધ;
હવે તે કરૂં શું હાય યોગીનિ, પામું પ્રેમદા પ્રસંગ-છોડો૦

---

વીણા—ડગલે ડગલે ડુંગરા વિકટ પ્રેમનો પંથ;
કૃપા કરે શ્રીરામ તો સંત પામતા અંત.

---

તન વાડી મન કેવડો પ્રીતિ અમૃત વેલ;
પ્રાણ પુરૂષના બાગમાં ભાગ્યદેવી જઈ મ્હેલ.

૪૩

વીણા-અમરસિંહ—

આઆઆ બાળા-શિખામણ શાળા-ગુણમણિ માળા
માનુની માનું-તમારો કેટલો આભાર—
આઆઆ છોગાળા-રસીઆ રસાળા-ચાલવો ચાળા
પ્યારા મારા-કાયા સરોવર શ્રૃંગાર—
મૂરખે નાંખી હતી માલતી વખાર
થઈ બેઠી ગુણથી તે હૃદય હાર—આઆ૦
કસોટીએ કસો સોનું લાખવાર
શાણાજી સોનાર તમારો અધિકાર—આઆ૦

વેલી— ૪૪

અભિમાન કદિ નવ કરીએ
પથ્થર લઈ કહો કેમ તરીએ
ડુબે જગત દરીએ—અભિમાન૦
સમય સમજ બળવાન જગતમાં
વિદ્યા નિત વરીએ—અરે૦—અભિમાન૦
મોતી માની મન કર્યું નીકળ્યું ઝાકળ નીર
સોનું સમજી સોંપીયું કરમે નીકળ્યું કથીર
સુઘડ નાર નર સુખે સુનારો
હરદમ ચિત ધરીએ—અરે૦—અભિમાન૦

સઘળા— ૪૫

આહા આજે જયજયકાર આહ-વાહરે વાહ-આહા-
નાચે મન છનનનન—આહા૦
તાનાના દીરદીર તાના દીમ તનુમ-દીમ તનુમ-દેરેના
દીમ તુમ તનનનન—આહા૦
મધનીસા—ધનીસા—સાનીધમ ધનીસા
ગમ ગપ મધ પની ધસાની ધપગ—આહા જયજય૦—



# જાહેર ખબર.

નીચે લખેલાં પુસ્તકો શ્રી દેશી નાટક સમાજનો મુકામ જ્યાં હોય ત્યાંથી અથવા અમદાવાદ તળપદમાં ગ્રંથકર્તા પાસેથી મળશે. માટે જેઓ સાહેબને જોઇતાં હોય તેમણે રોકડી કિંમતથી મંગાવી લેવાં. વેલ્યુપેબલ અથવા નોટપેડ કાગળ રાખવામાં આવશે નહિ.

| | | | રૂ. | આ. | પા. |
|---|---|---|---|---|---|
| ૧ | સતી સંયુક્તા નાટકનાં ગાયનો (આવૃતી | ૦ પાંચમી) | | ૨ | ૦ |
| ૨ | સુભદ્રા હરણ નાટકનાં ગાયનો... ... ... | | ૦ | ૨ | ૦ |
| ૩ | વીર વિક્રમાદિત્ય નાટકનાં ગાયનો ... ... | | ૦ | ૨ | ૦ |
| ૪ | કેશર કીશોર નાટકનાં ગાયનો... ... ... | | ૦ | ૨ | ૦ |
| ૫ | સતી પાર્વતી નાટકનાં ગાયનો આવૃત્તિ | ત્રીજી | ૦ | ૨ | ૦ |
| ૬ | ખશ્રુમતી નાટકનાં ગાયનો ,, | પાંચમી | ૦ | ૨ | ૦ |
| ૭ | રામ વિયોગ નાટકનાં ગાયનો ,, | ત્રીજી | ૦ | ૨ | ૦ |
| ૮ | ભોજકુમાર નાટકના ગાયનો ,, | પહેલી | ૦ | ૨ | ૦ |
| ૯ | મ્યુનીસીપાલ ઇલેકશન ના૦ ગા૦ ,, | બીજી | ૦ | ૨ | ૦ |
| ૧૦ | સરદારબા નાટકનાં ગાયનો ,, | ચોથી | ૦ | ૨ | ૦ |
| ૧૧ | ઉમાદેવડી નાટકનાં ગાયનો ,, | ચોથી | ૦ | ૨ | ૦ |

ઝવેરી ડાહ્યાભાઈ ધોળશાજી.

શ્રી દેશી નાટક સમાજના માલીક

રચી પ્રસિદ્ધ કરનાર.

ઠે૦ અમદાવાદ ડોશીવાડાની, પોળ.